એક દુઃખી તરૂણીની હૃદયદ્રાવક આત્મકથા.

# કુલીનની કન્યા.

( પૂર્વાર્ધ. )




લેખક.

બુલાખીરામ રણછોડ પંડયા.

મુ. ડાકોર.





પ્રકાશક

ત્રિભુવનદાસ દલપતરામ પટેલ.

શાહપુર વનમાળીવાંકાની પોળ—અમદાવાદ.





સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.





આવૃત્તિ ૩ જી.    પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬    સને ૧૯૨૦




કીંમત રૂ. ૦-૪-૦

અમદાવાદ શહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

## પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

સુજ્ઞ વાંચક ! આ લઘુ પુસ્તક આજકાલ લખતાં આશુક માશુકનાં **હાસ્ય** અને **શૃંગારરસથી** છલકાતાં નોવેલો કે નાટકો જેવું, કે **વીર** અને **રૌદ્ર** રસથી ઉભરાતી ઐતિહાસિક કે પૌરાણિક કથા જેવું, અથવા મેફીલો અને ડંગલોમાં ગવાતા **તોરા** અને **કલગીના** તાન ટપ્પાથી દીલ રંજીત થાય તેવું ત્હારા જોવામાં નહિં આવતાં કદાચ ત્હને નિરાશા ઉત્પન્ન થશે; પરંતુ આપણા આધુનિક ગૃહસંસારની સ્થિતીના સ્વાનુભવથી પ્રત્યક્ષ થતી ખામિયો દૂર કરી, ત્હેને સુધારવાની ઈચ્છાનો અંશ પણ જો ત્હારા હૃદયમાં હોય; તો આ નિર્દોષ તરૂણીની **કરૂણાત્મક** આત્મકથાનું આદ્યાન્ત પઠન કર. અને સેંકડો અને હજારો કુસુમકળિયો સમાન કુમળાં હૃદયનાં નિર્દોષ બાળ બાળિકાઓનાં આશાવંત જીવનનો વિધ્વંસ કરનાર **બાળલગ્ન, કન્યાવિક્રય, કજોડાં** અને મિથ્યા કુળાભિમાન રૂપ રાક્ષસોના સપાટામાંથી આપણા સમાજને મુક્ત કરવા કટિબદ્ધ થા. એજ અંતિમ હેતુને સિદ્ધ કરવા આવા લેખોને ઉત્તેજન આપી ત્હેને જનસમાજ સમક્ષ રજુ કરવા આપણા સર્વ જ્ઞાતિહિતચિંતક અગ્રેસરો, અને શ્રીમંતોના અંતઃકરણમાં પ્રેરણા કરાવ. એજ આ પુસ્તક વાંચ્યાનું અને પ્રગટ થવાનું સાર્થક.

આ લઘુ કાવ્ય જનસમાજના કરકમળમાં રજુ કરવાનું સદ્‌ભાગ્ય હું જેમના વડે પામ્યો છું; અને જેમના સમાગમથી મ્હારા ગ્રામ્યજીવનમાં પણ મ્હને કાવ્યપીયુષનો આસ્વાદ પ્રાપ્ત થાય છે, અને મ્હારી અસંસ્કારિક વાણીને જેઓના પ્રતાપે કંઈ સંસ્કાર મળવા પામ્યા છે. તેમજ મ્હને સંસ્કૃત ભાષાનું બીલકુલ જ્ઞાન નહિં હોવા છતાં જેઓની સહાયથી **મહાકવિ શ્રી કાલિદાસ પ્રણિત " મેઘદૂત કાવ્ય "** નું સમશ્લોકી ગુજરાતી ભાષાન્તર કરવા હું ભાગ્યશાળી થયો છું. અને ઉત્તરોત્તર એવાજ કાર્યોમાં મ્હને પ્રેરવાનો જેમનો પ્રયત્ન સદા ચાલુજ છે, તે મ્હારા પરમ પૂજ્ય બાળ સ્નેહી **શ્રીયુત ભટ્ટ ગિરજાશંકર દેવશંકર બી, એ.** નો ઉપકાર માની આ મ્હારા પ્રથમ પ્રયાસના ફળરૂપ લઘુ કાવ્યની લઘુ પ્રસ્તાવના પૂર્ણ કરૂં છું. **इति शिवम्**

ડંકપુર.
**દેવશયની એકાદશી.**
વિક્રમાર્ક—૧૯૭૩

લેખક.
**બુલાખીરામ રણછોડ પંડયા.**

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



નાટકો અને નૉવેલોની પેઠે આવાં ટુંકાં ટુંકાં કાવ્યો પણ મનુષ્યના હૃદયને અસર કરી શકે છે. અને તે દ્વારા આપણા સમાજમાં ઘણા વખતથી ઘર કરી વસેલા **કન્યાવિક્રય, બાળલગ્ન, કજોડાં** આદિ દુષ્ટ રીવાજોનું દિગ્દર્શન કરાવી વાંચકના અંતઃકરણમાં ન ભૂંસાય ત્હેવી ઉંડી છાપ પાડી શકાય છે. આ પુસ્તક લખવાનો પણ તેજ હેતુ હતો; અને તે હેતુ ત્હેની પ્રથમ આવૃતિ ઘણા ટુંકા સમયમાં ખપી જવાથી કેટલેક અંશે સફળ થયો હોય એમ સહજ સમજાય છે.

સુજ્ઞ વાંચકો તરફથી આ પુસ્તકની માગણી સતત ચાલુ રહેવાથી આ બીજી આવૃત્તિ કાઢવાની જરૂર જણાઈ છે, અને તેમાં ઘટતાં ચિત્રો સહિત છાપવા સારૂ મ્હારા પરમ મિત્ર રા. રા. ત્રિભુવનદાસ ( **હરગોવનદાસ હરજીવનદાસ** વાળા. ) ની ઇચ્છા હોવાથી તેનો કુલ હક્ક મ્હેં તેઓને સોંપ્યો છે. ડંકપુર—**ભાદ્રપદ રાધાઅષ્ટમી** વિક્રમાર્ક—૧૯૭૫.

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની બીજી આવૃત્તિ ઘણાજ ટુંકે સમયમાં ખલાસ થયેલી છે અને વાંચકોની માગણીને પહોચી વળવા આ ત્રીજી આવૃત્તિ કાઢવાની જરૂર જણાઈ છે. આ પુસ્તકે જન સમાજમાં કેટલી પ્રિયતા મેળવી છે. તે આ ઉપરથીજ સાબીત થાય છે, ઉત્તરાર્ધ ભાગને માટે વાંચક બંધુઓ તરફથી ઘણીજ માગણી કરવામાં આવે છે. પરંતુ કેટલાક વ્યવસાયથી તે પ્રગટ થવામાં ઢીલ થયેલી છે, તો ઘણા ટુંક સમયમાંજ વાંચકોની તે ઇચ્છા પૂર્ણ થશે.

ડંકપુર.<br>
અધિક શ્રાવણ સુદ ૫.<br>
સંવત ૧૯૭૫.

} બુલાખીરામ રણછોડ પંડયા.

# જનની જન્મભૂમિ.



મંગળમય પરમ પવિત્ર, જનની જન્મભૂમિ;
નિરમળ તવ ચારૂ ચરિત્ર, જનની જન્મભૂમિ. ટેક.

અમિત પ્રભાવ અલૌકિક ત્હારો, શેષ સહસ્ર મુખ ગાયરે;
નેતિ નેતિ વદી નિગમ વિરામે, ભારતિ પણ ભૂલાય. જન૦
અનુપમ સ્વર્ગ સદનથી અદકો, સુખદ વિમળ તવ વાસરે;
કોટી ભાનુ શશિ કિરણ થકી, પણ અતુલિત તવ ઉજાશ. જન૦
ત્રિભુવનવિદિત તપોવન રૂડાં, નંદનવનથી અપૂર્વરે;
સર સરિતા ગિરિવર વન ગાઢાં, તવ ઉર પર ભરપૂર. જન૦
રઘુકુળતિલકરામ યદુનંદન, શંકર બુદ્ધ સમાનરે;
અવતરિયા જગના ઉદ્ધારક, તવ ઉદરે ભગવાન. જન૦
જનની તવ ઉદરે બહુ જન્મ્યા, રૂષિ મૂનિ સંત મહંતરે;
શાસ્ત્ર અનંત રચીને પામ્યા, અગમ નિગમનો અંત. જન૦
વીર વજ્રદેહી રણધીરા, દિગ્વિજયી બળવાનરે;
અચળ પાય રોપી રણ ઘૂમે, એવા તુજ સંતાન. જન૦
તું દેવી મહાદેવી માતા, હું બાળક તવ દાસરે;
તુજ સેવા અરથે તન અરપું, અંતર ધરી ઉલ્લાસ. જન૦





એક દુઃખી તરૂણીની હૃદયદ્રાવક આત્મકથા.

# કુલીનની કન્યા.

લેખકનો પરિચય.

વસંતતિલકાવૃત્ત.

વિશ્વેશ રાય રણછોડ જહાં વસે છે,
જ્યાં ગોમતીજળ પવિત્ર તરંગ લે છે;
શ્રી ડંકનાથ શિવ જ્યાં નિકટે વસે છે,
તે તીર્થ ડંકપુરમાં મુજ વાસ તો છે. ૧
આ જગતના વિવિધ રંગ અનુભવેલા,
ત્હેના કંઇક પડઘા હૃદયે રહેલા;
તે પૈકીની હૃદયદ્રાવક આ કથાને,
વાંચી ચહો વિર સમાજ સુધારવાને. ૨

હરિગીત.

હું એક વેળા દિવસના પરિશ્રમ તણી શાન્તી થવા,
સમિસાંજના સૌન્દર્યને આનંદથી અવલોકવા;
તનમાં તપેલા ગ્રિષ્મના પરિતાપને હોલાવવા,
મનથી વિચારી નીકળ્યો સરગોમતી તીરે જવા. ૩

સહુ જગતને તપવી રવિ નભ માંહિ છૂપાતો હતો,
સીંદુરવરણો રંગ સન્ધ્યા સમય ફેલાતો હતો;
પંખી ઉડી નભ મારગે નિજ આશ્રમે જાતાં હતાં,
સંધ્યા સમયની આરતીનાં વાદ્ય કેં કેં વાંગતાં. ૪

તટનાં તરૂ ડોલાવતો વાયુ ધિમો વાતો હતો,
નભમાં લટકતાં વાદળાંનો રંગ બદલાતો હતો;
* પ્રાચી દિશાથી આવતું દેખાય સૈન્ય ÷નિશા તણું,
જામ્યું દિવસ રાત્રી તણું સંગ્રામ એવું લાગતું. ૫

લીલા જગતના નાથની અવલોકતો આગળ ગયો,
હું ગોમતીની પાળના તરૂવર તળે ઉભો રહ્યો;
સજ્જન હૃદય સરખું અતિ નિર્મળ સરોવર શોભતું,
ઉજવળ સ્ફટિકના રંગ સરખું સ્વચ્છ પાણી દીસતું. ૬

તે દિવ્ય દર્પણના સમું પરિપૂર્ણ શુદ્ધ પ્રકાશતું,
સૌ વિશ્વને નિજ હૃદયમાં ધારણ કરી દેખાડતું;
શીતળ સુગંધી વાયુથી ચંચળ તરંગો નાચતા,
તટ ઉપરનાં તરૂવર તણાં પ્રતિબીંબને ડોલાવતા ૭

મોટા મગર ને મચ્છ કચ્છો મ્હાલતાં જળમાં ઘણાં,
તે પ્રાણિયોના ચલનથી થાતાં કુંડાળાં મધ્યમાં;
સ્હામે કિનારે ટોકતાં સારસતણાં શુભ જોડલાં,
કલરવ કરે આનંદથી યુથ હંસ કારંડવતણાં. ૮

મનહર બગીચા તુલ્ય મધ્યે કમલિની ખીલી રહી,

---

* પૂર્વ. ÷ રાત્રી.

ત્હેમાં ભ્રમર ગુંજારના લેતા સુવાસ સરોજની;
તટના તરૂપર મધુરનાદે કોકિલા ટોકારતી,
નાચે મયૂરનાં વૃંદ. માંડિને કળા ઉલ્લાસથી. ૯
જળ પંખિયો જળ મધ્ય ડોક હલાવતાં ઘૂમી રહ્યાં,
કંઈ પંખિયો આકાશમાં જળની ઉપર ઉડી રહ્યાં;
અલકાપુરી સમ દૂરથી દેખાય =ડંકપુરી રૂડી,
આનંદદાયક ગોમતી +માનસ સમી શોભી રહી. ૧૦
ધીમે ધીમે રજની દિસે પ્રાચી દિશાથી આવતી,
તે આભની લાલાશને કાળાશમાં પલટાવતી,
દૂરના પદાર્થો દૃષ્ટિએથી બંધ દેખાતા થયા,
ચોમેરથી ×રજનીચરોના શબ્દ થાવા લાગિયા. ૧૧
લાગ્યાં બિડાવા ૧ પદ્મ સૌ ૨ દિનકર છુપાતાં આભમાં,
રજની તણા શણગાર કંઈ તારા ઉગ્યા આકાશમાં;
હું એક ચિત્તે સૃષ્ટિના સૌન્દર્યને નીહાળતો,
તરૂના થડે ટેકો દઈને ધ્યાનમાં ઉભો હતો. ૧૨
તે સમય પગરવનો થયો કઇ ભાસ મ્હારા કર્ણમાં,
મુજ ધ્યાન ભંગ થઇ ગયું ને ચોંકિયો હું ચિત્તમાં;
કીધી નજર તે પાસ તો મ્હેં એક દીઠી સુંદરી,
વય વીશ વર્ષ તણી જણાતી ચાલતી ધીમી ગતી. ૧૩
મનથી વિચાર્યું તે પળે મ્હેં, કોણ આ નારી હશે,
એકાન્તમાં આ સમય આવી તેહ કારણ શું હશે;

= ડાકોર. + માનસરોવર. × રાત્રે ફરનાર પ્રાણીઓ. ૧ કમળ. ૨ સૂર્ય.

શંકા થઈ મુજ હૃદયમાં કે શું હશે વ્યભિચારી એ,
હું સ્હેજ છૂપાઈ ગયો જોવા તમાસો તે સમે. ૧૪
દેખ્યો નહીં ત્હેણે મ્હને પણ મ્હેં નિહાળી દૂરથી,
તે ગોમતીના જળ ભણી નિજ મુખ કરી ઉભી રહી;
નિજ અંગ ઉપર શ્યામરંગી વસ્ત્ર પહેરેલું હતું,
સંધ્યાતણી કાળાશમાં તે મિશ્ર થઈ જાતું હતું. ૧૫
કરમાયલા પંકજ સમી નિસ્તેજ કાન્તિ લાગતી,
અશ્રુ નિહાળ્યાં આંખમાં ઉંડા નિસાસા નાંખતી;
ભડકેલ હરિણી પેઠ તે ચોમેર દૃષ્ટિ નાંખતી,
ધીમે સ્વરે મુખથી કંઈ ઉચ્ચાર એ કરતી હતી. ૧૬
મનથી થયો નિશ્ચય મ્હને વ્યભિચારિણી નારી નથી,
નિજ નાથથી કે અન્યથી નક્કી રીસાઇ લાગતી;
કરશે કદી તન ત્યાગ તે, એવું વસ્યું મ્હારા ઉરે,
ટુંકી મતિની તારૂણી મરતાં વિચાર નહીં કરે. ૧૭
વાળી કછોટો ઉતરી જળની લગોલગ તે ગઇ,
મનથી વિચાર્યું મ્હેં, પ્રગટ થાવું હવે નક્કી અહીં;
જળમાં ઝુકાવા તે ગઈ મ્હેં દોટ મૂકી તે પળે,
હાં! હાં! કહીને હસ્ત ઝાલી ખેંચીને રાખી બળે. ૧૮
કંપી ઉઠી તે કામિની રોમાંચ લાગ્યો દેહને,
અણુચિંતવ્યો દેખી મ્હને, ભય પૂર્ણ વાપ્યો તેહને;
મ્હેં ધૈર્ય આપીને કહ્યું બ્હીનીશ ના ઓ બ્હેન તું,
શામાટ ત્હેં આવું ભયાનક કર્મ કરવું આદર્યું. ૧૯

તું કોણ છે ? ને ક્યાં રહે છે ? શા દુખે મરવા ચહે,
મુજને ગણીને ધર્મનો બંધુ સરવ સાચું કહે;
કેં ધૈર્ય આપ્યું તેહને આ શબ્દ મ્હારા સાંભળી,
ચોધાર આંસુ સહિત કરૂણા કંઠથી તે ઉચ્ચરી. ૨૦

" ઓ ભાઈ મરવા દો મ્હને આ છે નકામી જીંદગી,
" મ્હારા સમી દુર્ભાગિણીને સાર જીવ્યામાં નથી;
" દુખરૂપ મ્હારા દેહને આરામ મર્ણ વિના નથી,
" ભયરૂપ આ ભવ માંહિ ભય હરનાર મ્હારૂં કો નથી. ૨૧

" શામાટ રોકો છો મ્હને જાઓ તમારે મારગે,
" મરજી મ્હને મરવા તણી, ઓ ભાઈ મરવા દો મ્હને;
" મુજ મર્ણથી આ જગતમાં રડનાર પાછળ કો નથી,
" મુજ મર્ણથી જન કોઇને દિલગીર થાવાનું નથી. ૨૨

" ઓ ભાઇ છોડો હાથ મ્હારો આજ મરવા દો મ્હને,
" બહુ પૂણ્ય તમને લાગશે યમપુર જાવા દો મ્હને;
„ આ ગોમતી ગંગાતણા જળમાં સમાવા દો મ્હને,
" મીઠા મરણની સાથ ભેટો આજ કરવા દો મ્હને." ૨૩

આ સાંભળી કરૂણા ભરેલાં વેણ એ તરૂણી તણાં,
હૈયું ભરાયું માહરૂં મુજ આંખમાં અશ્રુ વહ્યાં;
મુજ અંતરે આવી દયા આ શબ્દ તેના સાંભળી,
મ્હેં ધૈર્ય ધારવા તેહને બહુ રીતથી વિનતી કરી. ૨૪

મરવા નહીં દેઉં ત્હને કોટી ઉપાયે આજ હું,
મુજ દેહમાં છે પ્રાણ ત્યાં સુધી ન છોડું હાથ હું;

સન્ધ્યા સમય વીતી ગયો છે, ચાલ મ્હારી સાથ તું,
તુજ ધર્મનો હું ભાઇ છું ચિન્તા જરા ના રાખ તું. ૨૫

આપી ધિરજ બહુ પેર મ્હેં મહા મ્હેનતે સમજાવીને,
મુજ ઘેર આવી તે પછી વિશ્વાસ અંતર આણીને;
આ વાત જાણી પોળનાં પાડોસિઓ ટોળે મળ્યાં,
નીહાળવા તે સુંદરીને સર્વ વીંટાઈ વળ્યાં. ૨૬

મ્હેં સર્વને માંડી કહી આદ્યાન્ત બીના જે બની,
તે સાંભળી સૌને મુખે છાયા પડી ગઈ શોકની;
સહુ બોલિયાં ઓ બ્હેન ત્હારા દુઃખની કથની કહે,
તુજ ગામ ક્યાં? તુજ ઠામ ક્યાં? તુજ નામ શું? સાચું કહે. ૨૭

શા માટ ત્હેં ઘર ત્યાગિયું ? શા દુઃખથી મરવા ચહે ?
તુજ હૃદય ખોલીને અમોને સૌ કથા માંડી કહે;
આ સાંભળીને તે બિચારી પૂર્વનાં દુઃખો સ્મરી,
ચોધાર આંસુ ઝાડતી નિશ્વાસ નાંખી ઉચ્ચરી. ૨૮

" મ્હારા વિતકની વારતા શા માટ પૂછો છો મ્હને,
શું સાર છે તે સાંભળીને દુઃખ થશે સર્વને;
બાકી રહ્યાં છે ઝાડ દુઃખનાં ઉગવાં આ શિર પરે,
શાં દુઃખ ભોગવવાં હજી સરજ્યાં હશે મ્હારા શિરે. ૨૯

નિર્ભાગિણી નારી જગતમાં મુજ સમી કો ના હશે,
દુખમાં દિલાસો પામવાનું સ્થાન જેને ના હશે;
ગમતું નથી મુજને હવે નિઃસાર લાગે જીંદગી,
પણ મર્ણ મોઘું થઇ પડયું મુજને તજે છે દૂરથી." ૩૦

*　　*　　*　　*

માતા પિતાને એકલી હું લાડકી બાળા હતી,
મુજને નિહાળી માત મ્હારી હર્ષઘેલી થઇ જતી;
માગું મુખે તે તાત મ્હારા આપતા મુજને હતા,
પળવાર મુજને આંખથી અળગી નહીં કરતા હતા. ૩૧

સહુ જીંદગીનો સાર મુજને માનીને ઉછેરતા,
સુખમાં સદા મુજને વસાવા આશ અદકી રાખતા;
કપડાં ઘરેણાંથી મ્હને શણુગારિને રાજી થતા,
આનંદમાં માતા પિતાના દિવસ એમ વહ્યા જતા. ૩૨

મનમાં ચહે શું માનવી ? શું દૈવ મનમાં ચ્હાય છે ?
સુખદુ:ખનું ચક્કર જુઓ ફરતું સદા દેખાય છે;
સરખા દિવસ આ જગતમાં ચિરકાળ કોના જાય છે,
સન્ધ્યા સમયના રંગની પેઠે દશા બદલાય છે. ૩૩

ફરતું દશાનું ચક્ર આવ્યું મૂળ સુખનાં છેદવા,
આનંદમાં તરૂવર સુકાયાં દિવસ આવ્યા દુ:ખના;
મ્હારા પિતાનો દેહરૂપી બાગ કરમાઈ ગયો,
તે માંહિથી આત્મા અમરને દુષ્ટ કાળ હરી ગયો. ૩૪

મુજ માત દુખ માંહી ડૂબી કલ્પાન્તમાં દિન ગાળતી,
મુજને લઇ ખોળા વિષે દરરોજ અશ્રુ સારતી;
હું પાંચ વર્ષ તણી હતી કશુંએ સમજતી ના હતી,
કલ્પાન્ત કરતી માતને વળગી ગળે રડતી હતી. ૩૫

જે ઘર વિષે સુખશાન્તિ ને આનંદનો વાસો હતો,
જે ઘર વિષે પરિપૂર્ણ પ્રેમપ્રવાહ રેલાતો હતો;
જે ઘર વિષે સંગીતકેરાં વાદ્ય મધુરાં વાગતાં,
જે ઘર બન્યું વેરાન સમ ગૃહનાપતિ ચાલ્યા જતાં. ૩૬

મુજ તાતના વિરહે દશા મુજ માતની માઠી થઈ,
દવથી બળેલી વેલના સરખી ગતિ ત્હેની થઈ;
રોતી અતિ દિનરાત મ્હારા તાતને સંભારીને,
નિશ્વાસ નાંખે આંખથી આંસુ ઉનાં વરસાવીને. ૩૭

પાડોશની સહુ નારીઓ બહુ રીતથી સમજાવતી,
પણ શોક કેરા પૂરની શાન્તિ જરાએ ના થતી;
હરકોર નામે એક મ્હારી માતની સહિયર હતાં,
તે ઘેર આવી હરઘડી મુજ માતને સમજાવતાં. ૩૮

મુજ માત કેરો ભાઈ પણ દુખમાં દિલાસો આપતો,
તે ધૈર્ય આપીને સદા મુજ માતને સમજાવતો;
મુજ ઉપર રાખે પ્રેમ ઝાઝો હૃદયથી ચાંપે મ્હને,
મુજ તાતથી પણ અધિક અંશે પ્રેમ મુજ ઉપર કરે. ૩૯

હું તો પિતાને વિસરી માતા તણા બહુ વ્હાલથી,
પણ માત મ્હારી દિન દિને બહુ શોક ઉરમાં ધારતી;
હરકોર સમજાવે ઘણું પણ વાત વીસારે નહી,
મામી અને મામા કહે પણ ધૈર્યને ધારે નહી. ૪૦

જે નાથની સાથે વસી સંસારનું સુખ ભોગવ્યું,
જે નાથ સાથે પ્રેમઅમૃતપાન પ્રીતેથી કર્યું;

સંસારપારાવાર તરતાં જે પતિની સ્હાયથી,
જગમાં જીત્રાયે કેમ થાતાં દૂર જીવનહારથી. ૪૧

કીડો હ્રુદયમાં શોકનો જાતાં સમય પેદા થયો,
દિનરાત મ્હારી માતનું અંતઃકરણ કોરી રહ્યો;
હરકોર મ્હારી માતને દરરોજ મળવા આવતાં,
ઓઠાં બતાવી અન્યનાં મુજ માતને સમજાવતાં. ૪૨

ગુણવંત નામે તેમને દશવર્ષનો બાળક હતો,
મુજ ઘેર તે દરરોજ તેની માત સાથે આવતો;
તે સાથ હું રમતી હતી બહુ બાળચેષ્ટાઓ કરી,
મુજ માત પણ ત્હેને નિરખતાં દુઃખ જાતી વીસરી. ૪૩

લઈ જાય તે નિજ ઘેર મુજને રોજ રમવા કારણે,
હરકોર પણ નિજ પેટની પુત્રીસમી મુજને ગણે;
ઘરનાં ગરીબ હતાં તથાપી દીલનાં દાતા હતાં,
ઘર કામ પોતાનું તજી મુજ માત પાસે આવતાં. ૪૪

મુજ માત અંતરની વ્યથાથી છેક સૂકાતી ગઇ,
છોડયો ભરૂંસો જીવનનો, મ્હારી ફિકર ત્હેને થઈ;
ઉર એક ચિન્તા તો હતી તેમાં વળી બીજી ભળી,
પડતા ઉપર પાટુ પડે તેવી દશા તેની થઈ. ૪૫

* * * *

હું એક વેળા ઘર વિષે રમતી હતી ઉલ્લાસમાં,
માતા સુતી’તી સાથરે, મામા હતા તે પાસમાં;

મુજને નિહાળી માતની આંખો વિષે અશ્રુ વહ્યાં,
તેડી મ્હને પાસે હૃદય ચાંપી વચન તેણે કહ્યાં. ૪૬

"ઓ બ્હેન ત્હારા બાપ પાસે હું હવે જાનાર છું,
"મામાતણી સંભાળમાં સોંપી હવે જાનાર છું;"
હું અણસમજણી તે સમે મ્હેં માતને એવું કહ્યું,
મુજને અહીં ગમશે નહીં આવીશ ત્હારી સાથ હું. ૪૭

મુજ તાત પરદેશે ગયા ત્યાં એકલી તું કયાં જશે,
તે કેમ ત્યાં જઈને રહ્યા તું ઘેર કયારે આવશે;
આ સાંભળી માતાતણું હૈયું ભરાયું તે સમે,
કલ્પાન્ત તેણે બહુ કર્યું, મામે મનાવી તે સમે. ૪૮

તે દિવસથી મુજ માતને કારી ઝખમ લાગ્યો ઉરે,
મુજને નિહાળે ને રડે કલ્પાન્ત ઝાઝું તે કરે;
વળતી પથારીવશ થઈ કાયા સુકાતી સૌ ગઈ,
સહુ રક્તમાંસ બળી ગયું ને કાષ્ટવત્ કાયા થઈ. ૪૯

આવે સગાંવહાલાં ઘણાં જોવા જનેતાની દશા,
મુજને નિહાળી સર્વના અંતર વિષે આવે દયા;
ગાત્રો ગળ્યાં મુજ માતનાં નિસ્તેજ કાયા તો થઈ,
સરવે સગાં સમજી ગયાં આશા મુકી જીવ્યા તણી. ૫૦

મુજમાં રહેલો જીવ ત્હેનો ફક્ત કાયાને વિષે,
'મ્હારી બિચારી બાળકીનો શી વલે વળતી થશે;'
નિશ્વાસ ઝાઝા નાંખતી મનમાં મુઝાઇને રહે,
નજરે મ્હને જોતાં નયનમાં નીર આવે તેહને. ૫૧

બોલાય ના મુખથી છતાં બોળે મ્હને બોલાવતી,
ઉંડી પડેલી આંખ મ્હારા તરફ તાકી રાખતી;
મામી અને મામા હૃદયનો સહુ મરમ સમજી ગયાં,
મુજ માતકેરા કાનમાં ધીમે વચન તેણે કહ્યાં. ૫૨

" એ બ્હેન ચિન્તા ચિત્તમાં કમળાતણી કરશો નહી,
" જુગતે કરીશું જતન અણુવિશ્વાસ ઉર ધરશો નહી;
" અમ પેટની પુત્રી ગણીને પાળીશું ત્હેને અમે,
" ચિન્તા વિસારી હૃદયમાં ધારણ કરો શ્રીરામને. ૫૩

તે સમયથી મુજ માતની ચિન્તા જરા ઓછી થઇ,
વિશ્વાસ આવ્યો ભાઇ ને ભોજાઇનો મનની મહીં;
મુજ હસ્ત ઝાલીને મહાબળથી હૃદયમાં ચાંપિયો,
મામાતણા કરમાંહિ મ્હારો હસ્ત તેણે આપિયો. ૫૪

" એ ભાઈ આ મ્હારા જીવનનીવેલ મ્હારી દીકરી,
" ત્હારે શરણ સોંપુ હવે સંભાળજે જુગતે કરી;
" પાળક પિતા એનો બની પ્રીતે કરીને પાળજે,
" લાયક થતાં લાયક તરૂની ડાળીયે વળગાડજે. ૫૫

" અંતઃકરણની એક ઇચ્છા બહુ દિવસથી છે મ્હને,
" કમળા તણી કરવા સગાઇ હૃદયથી ગોઠયું મ્હને;
" હરકોરના ગુણવંત ઉપર ચિત્ત મુજ ચોટી રહ્યું,
" તે પૂર્ણ કરજે ભાઈ તું મ્હેં આજ દીલ ખોલી કહ્યું. ૫૬

વળતી મિંચાયાં નયન ત્હેનાં ફેરવ્યું પાસું જરી,
માયા દીધી મ્હારી તજી શ્રીરામ મુખથી ઉચરી;

મુજ ભાગ્યની ભુંડી દશાએ દિવસ એવો આવિયો,
એ જન્મદાતા માતને વિકાળ કાળ હરી ગયો. ૫૭

હું વર્ષ સાડાપાંચની જાણું નહીં કે મર્ણ શું,
મુજ માત હમણાં આવશે હું એમ વિચારો કરૂં;
દિન વીતતાં સુધી હૃદયમાં ધીર હું ધારી રહી,
તે બાદ મ્હોટા શબ્દથી ઓ માત પોકારી રહી. ૫૮

થાતાં વિખૂટી ગાયથી જેવી બરાડે વાછડી,
તે રીત પાડી રા'ડ હું ઘર બ્હાર આવી તે ઘડી,
દેખી દશા મ્હારી, નયનમાં નીર આવ્યાં સર્વને,
મુજ મન મનાવા લાગિયાં હરકોર આવી મુજ કને. ૫૯

નિજ ઘેર મુજને લઇ ગયાં ખાવા મ્હને ત્યાં આપિયું,
ગુણવંતને નિરખી રમતમાં ચિત્ત દોરાઇ ગયું;
બેચાર દહાડા એ રીતે હરકોરના ઘરમાં ગયા,
ગુણવંત સાથે ખેલતાં આનંદમાં ચાલ્યા ગયા. ૬૦

મુજ માતકેરી વાત મુજને યાદ આવે અંતરે,
હરકોર બીજી વાતમાં મુજ ચિત્તવૃત્તિ ફેરવે;
હરકોરકેરા હેતથી મુજ માતને ભૂલી ગઇ,
ગુણવંતની સાથે રમતમાં વાત વિસારે થઇ. ૬૧

* * * * *

મુજ જીંદગીના નાટ્યકારે એક અંક પુરો કર્યો,
મામાતણે ઘર હું વસી જાણે જનમ બીજો ધર્યો;

દેખાય પરદેશીસમાં, સહુ માનવી તે ઠામમાં,
જાણે સ્વજનથી દૂર હું આવી અજાણ્યા ગામમાં. ૬૨

લાગે નવું સરવે મ્હને હું એકલી અતડી ફરૂં,
મુજ માતને સંભારીને હું આંખમાં આંસુ ભરૂં;
મામા મ્હને બહુ હેતથી હસીને સદા બોલાવતા,
લાગે રમતમાં જીવ માટે બ્હાર ફરવા લઇ જતા, ૬૩

ગુણવંત મ્હારો ગોઠિયો તે મુજ વિના ઘેલો ફરે,
દરરોજ રમવા કારણે તે આવતો મ્હારી કને;
તેને નિહાળી હૃદયમાં બહુ હેત મુજને આવતું,
તેના વિના મામાતણું ગૃહ શુન્ય સરવે લાગતું. ૬૪

થોડો સમય જાતાં પછી મુજ જીવ ત્યાં ગોઠી ગયો,
શેરીતણાં સૌ બાળકોથી સ્નેહ જોડાઈ ગયો;
પંખી પુરાતાં પાંજરે પહેલું જરા ગભરાય છે,
સહવાસ થાતાં તે પછી ગીતો મધુરાં ગાય છે. ૬૫

બાંધ્યો સંબંધ નવો નવા દેશે જઈ જાણે વસી,
મનથી મટ્યું અતડાપણું હું સર્વથી બોલું હસી;
ભૂલી ગઈ મુજતાતની શેરીતણા સહવાસને,
જાતાં સમય ભુલી ગઇ મુજ તાતના આવાસને. ૬૬

મુજ માત પાસે હઠ કરી બહુ વાર કંઈ કંઈ માગતી,
ઘડીમાં રિસાતી ને મનાતી સર્વ તે ભૂલી ગઈ;
સ્વપ્ના સરિખી વાત સરવે આવતી મુજ અંતરે,
પણ ના ભુલાયો હૃદયથી મુજ માત કેરા પ્રેમને. ૬૭

ઝાંખી છબી માતાતણી મુજ હૃદયમાં રમતી હતી,
છેલ્લી વખતના શબ્દ તેના યાદ હું કરતી હતી;
તે શબ્દના ભણકાર મ્હારા કાન માંહી વાગતા,
મુજ રક્ત દ્વારા અંગમાં ધબકાર પણ તેના થતા. ૬૮

મામી અને મામાતણા સહવાસમાં દિન ગાળતી,
મુજ માત પિતા એજ છે હું એમ મનથી ધારતી;
સંતાનમાં બે પુત્ર પુત્રી એક મામાને હતી,
હું તેમની સાથે સદા આનંદથી રમતી હતી. ૬૯

પૈસે ટકે મામા પ્રથમથી પૂર્ણ ભીડાતા હતા,
સંસારનો સહુ ભાર તે મ્હા કષ્ટથી વ્હેતા હતા;
મુજ માતના મરવા પછી તે દુ:ખ કૈં ઓછું થયું,
મુજ તાતના પૈસા વડે ગાડું ગબડવા લાગિયું. ૭૦

મામી સ્વભાવે આકળી અભિમાનની મૂર્તી હતી,
ડહાપણ વિષે સહુ વિશ્વ મનથી તુચ્છ તે ગણતી હતી;
સૌના ઉપર પોતાતણી સત્તા અધીક જણાવતી,
પોતા વડે ઘરબાર ચાલે એમ મનથી માનતી. ૭૧

મામા થકી ઘર માંહિ ઉંચા શબ્દથી બોલાય ના,
મામી તણી આજ્ઞા વિના કૈં કાર્ય ઘરનું થાય ના;
દરરોજ કડવાં વેણ બોલીને કનડતી તે હતી,
પાડોશમાં પણ સર્વ સાથે સ્હેજમાં લડતી હતી. ૭૨

મામી તણી બહુ બ્હીક મ્હારા હૃદયમાં પણ લાગતી,
હું કોઇ વસ્તુ તેહની પાસે કદી નહિ માગતી;

મુજને કદી તે વ્હાલથી હસીને નહી બોલાવતી,
દેખી મ્હને તે સર્વદા મોઢું ચઢેલું રાખતી. ૭૩

*　　*　　*　　*

જળના પ્રવાહ સમાન દિવસો એ રીતે જાતા વહી,
મામા તણે ઘર માહ્યરી વય આઠ વર્ષ તણી થઈ;
ભણવા નિશાળે રોજ સાંજ સવાર હું જાતી હતી,
ગુણવંતના સહવાસમાં હું હોંશથી ભણતી હતી. ૭૪

નિજ ઘેરથી ગુણવંત મુજને તેડવાને આવતો,
દરરોજ મુજને પ્રેમથી નિશાળમાં તેડી જતો;
અંતઃકરણની ઐક્યતા મ્હારી થઈ ગુણવંતથી,
પળવાર પણ અળગી થતાં મનમાં વ્યથા મુજને થતી. ૭૫

હું જાઉં તેને ઘેર રમવા કારણે મોસાળથી,
હરકોર મુજને દેખીને બોલાવતાં બહુ વ્હાલથી;
મુજ માત કેરાં વાક્ય ત્હેના હૃદયમાં રમતાં હતાં,
દેખી મ્હને આશા તણાં અંકુર ઉદ્ભવતાં હતાં. ૭૬

મુજ કાનમાં તે શબ્દના પડઘા સદોદિત પાડતાં,
ગુણવંતની સાથે મ્હને સહુ રીતથી સરખાવતાં;
પળશે વચન મુજ માતનું મનથી ભરૂસો રાખતાં,
આશા સફળ થાવા વખતની વાટ એ જોતાં હતાં. ૭૭

એ રીત જાતાં સમય મ્હારી વય વરસ દશની થઈ,
હું સ્હેજ સારાસારને મનમાં સમજતી તો થઈ;

ગુણવંત સાથે રોજ હું જાતી હતી નિશાળમાં,
બુદ્ધિ વિશે તે પૂર્ણ પંકાતો હતો સૈ બાળમાં. ૭૮

તે કોઈની સાથે કદી મિથ્યા વચન નવ ભાખતો,
તે સર્વના ઉપર સદા સમભાવ મનથી રાખતો;
શુરવીર હિમ્મતવાન ને દિલનો દયાળુ તે હતો,
શુભ શીલવંતો ને સ્વરૂપમાં કામદેવ સમો હતો. ૭૯

મુજને નિહાળીને સદા તે પ્રેમઘેલો થઇ જતો,
મીઠાં વિનયવાળાં વચનથી સર્વદા રીઝાવતો;
તેને નજરથી ન્યાળતાં હું ભાન સૈ ભુલી જતી,
તેના વિના પળ એક પણ જુગના સમી મુજને થતી. ૮૦

જળ મીન જેવી પ્રીત મ્હારા અંતરે જામી હતી,
ત્હેના અલૌકિક ગુણ ઉપર મોહ હું પામી હતી;
હું માનતી ગુણવંત મ્હારી જીંદગીનો સાર છે,
ભવસાગરે આ દેહરૂપી નાવનો આધાર છે. ૮૧

ધનભાગ્ય મ્હારૂં એ પતિ મામા મ્હને પરણાવશે,
મ્હારા સમી સંસારમાં કો ભાગ્યશાળી ના હશે;
એ રીતના ઉત્તમ મનોરથ અંતરે ધરતી હતી,
ગુણવંત પ્રેમપયોદધીમાં સ્નાન હું કરતી હતી. ૮૨

* * * * *

ગુણવંત આવેલો હતો દિન એક રમવા કારણે,
તે સાથ હું વિનોદમાં ઉભી હતી ઘર બારણે;

આવી અચાનક મામીએ ધમકાવિયો ગુણવંતને,
" તું કેમ આવે હરઘડી અમ ઘેર કમળાની કને. ૮૩
" થૈ મર્દ રમતાં છોકરીથી કેમ શરમાતો નથી,
" અમ ઘેર તું ના આવતો તુજને કહું છું આજથી;
મુજને કહ્યું કે જો હવે ગુણવંતને બોલાવશે,
" તો હું સમી બીજી નથી એ વાત નક્કી માનજે. ૮૪
આ વજ્ર સરખાં વાક્ય મામીના મુખેથી સાંભળી,
ગુણવંત ગભરાઈ ગયો ને હું બની ગઇ બ્હાવરી;
વિજળી તણા આઘાતથી વિછિન્ન થૈ જાયે કળી,
તેવી દશા મ્હારી થઈ આ શબ્દ કર્ણે સાંભળી. ૮૫
મુજ હૃદય વીણાના તડોતડ તાર સૌ તૂટી ગયા,
પગથી શિખા પર્યન્ત મ્હારાં અંગ લાગ્યાં ધ્રૂજવા;
આ સત્ય કે' છે કે હસે, છે હૃદયમાં શંકા થઇ,
પળવાર મ્હારી મામીના મુખને નિહાળી હું રહી. ૮૬
પણ ક્રોધની જ્વાળા સમી કાન્તી નિહાળી તેહની,
પથ્થરતણી પ્રતિમા સમી હું શુન્ય થઈ ઉભી રહી;
નીચે મુખે ગુણવંત મ્હારી પાસથી ચાલ્યો ગયો,
મુજ પ્રાણ જાતો હોય તેવો ખેદ મુજ હૃદયે થયો. ૮૭
મામી તણા આ કોપનું કારણ કળાયું ના કંઈ,
હું સજળ નયને વિકળ હૃદયે ઘર વિષે ચાલી ગઈ;
મુજ દેહ ઘર માંહી ગયો પણ મન ગયું ગુણવંતમાં
એ વિણ બીજો ખ્યાલ કંઈ આવે ન મ્હારા ચિત્તમાં. ૮૮

મુજ નયનના આગળ છબી ગુણુવંતની તરતી હતી,
જ્યાં જ્યાં નજર નાંખુ ત્યહાં એ આકૃતી દિસતી હતી;
તેના મધૂરા શબ્દના પડઘા હૃદયમાં વાગતા,
આકાશવાણી તુલ્ય તેના નાદ અંતરમાં થતા. ૮૯

મ્હારા ઉપર માઠું હવે લાગ્યું હશે ગુણુવંતને,
નક્કી રિસાશે તે હવે, હું એમ સોચુ અંતરે;
પણ દોષ કૈં મ્હારો નથી મુજથી રિસાશે કેમ એ,
હું એમ ધારી અંતરે મનને મનાવું તે પળે. ૯૦

એ રીત આખો દિવસ મ્હારો શોકમાં ચાલી ગયો,
મુજ જીવ તો ગુણુવંત કેરા ધ્યાનમાં મ્હાલી રહ્યો;
ચાહે ચકોરી ચંદ્રને નિજ આત્મકેરા ઐકયથી,
તેવી સમાધી માહ્યરી લાગી ગઈ ગુણુવંતથી. ૯૧

* * * *

વાળુ કરી હું તે દિને રાત્રી વિષે સૂતી હતી,
આંખો મિંચી અંતર વિષે ગુણુવંતને સ્મરતી હતી;
તેં સમય મ્હારી મામીને ધીમે સ્વરે મામે કહ્યું,
મ્હારા સંબંધી વાત થતાં લક્ષ મ્હારૂં ત્યાં ગયું. ૯૨

મામા કહે "કમળા" તણી વય બાર વર્ષ તણી થઇ,
"માટે હવે વર યોગ્યથી કરીએ સગાઇ તેહની;
"ગુણુવંત ત્હેને યોગ્ય મ્હારા અંતરે ચોઠી ગયો,
"તે સાથ કરીએ લગ્ન એ વિચાર મ્હેં મનથી કર્યો. ૯૩

" ઘરનો ગરીબ ખરો તથાપી સર્વ રીતે શ્રેષ્ઠ છે,
" તે સાથ કરવા લગ્ન મ્હારી બહેનનો ઉપદેશ છે;
" હરકોર પણ બહુ છે ભલાં કમળા સુખી ત્યાં તો થશે,
" કન્યા ગરીબને આપતાં બહુ પૂણ્ય આપણને થશે. ૯૪

આ વાક્ય મામાનાં સુણી મુજ મામીયે છણકો કર્યો,
'નવરો લુહાર નથી' કહીને અંગુઠો આગળ ધર્યો;
" જાણ્યા તમે બહુ સત્યવાદી પૂણ્ય કેરી પૂછડી,
" ડહાપણતણા ભંડાર ને દાતારના શિરોમણી. ૯૫

ય તો અક્કલ ખરીદી લેઈ આવો હાટથી,
" બકતાં ગમે તે બોલ મુખથી કેમ શરમાતા નથી;
" એ કાગડાના કંઠમાં શું રત્નની માળા ધરૂં,
" લવતાં વિચાર કરો જરા ડા'પણ તમારૂં જાણિયું. ૯૬

" હ્યો સાંભળો ગુણવંતના કુળની કથા માંડી કહું,
" એના પિતાએ લા'ય÷ લીધી તે જગત જાણે સહુ;
" મરનાર તેના તાતનું કારજ હજી બાકીજ છે,
" ફાંસો ગળે ખઇને મુવો તે તો કથા જુદીજ છે, ૯૭

" વિદ્યા ભણ્યો તે શું થયું ? શું રૂપ ગુણને બાળિયે,
" ઘરનાં ભલાં શું કામનાં ? પણ આપણું સંભાળિયે;
" કન્યા કનકની પૂતળી એને કદી દેવાય ના,
" નીર નેવનાં મોભે ચઢે પણ વાત એ બનનાર ના. ૯૮

÷ દેવાળું. કાઢવું.

" મામા કહે " એના વિના લાયક બીજો એકે નથી,
" તો કેમ કરવું તેતણું તું બોલ ત્હારા મુખથી;
" મામી કહે " છાના રહો શું દેડકે વરને ગળ્યા,
" શું ઝાડ બીજ બળી ગયાં કે હિમ હિંગોળે ઠર્યા. ૯૯

" લાયક કહો કે ના કહો પણ વાત મ્હારી સાંભળો,
" વળતી તમારા હૃદયમાં વિચાર મનગમતો કરો;
" અવતાર સૌ એળે ગયો દારિદ્રતાના દુઃખથી,
" ઉમ્મર વિતાવી આટલી પણ પાઈ ના ભેગી કરી. ૧૦૦

" સ્વપ્ને સુખે સૂતાં નહી, ખાધું નહી ખાંતે કરી,
" અંગે અરાડ્યું ના ઘરેણું, જન્મમાં તમને વરી;
" પળમાં મિંચાશે આંખ તો આ બાળકોનું શું થશે,
" એ વાતનો વિચાર કેમ થાતો નથી અંતર વિષે. ૧૦૧

" આ દાવ આવ્યો હાથમાં તે કેમ જાવા દેઇએ,
" સૌ જીંદગીભરની કમાણી કેમ જાવા દેઇએ;
" હરકોર પાસે પાઇ એકે ઝેર ખાવાને નથી,
" ને દામ વિના વાત મ્હારી પાર થાવાની નથી. ૧૦૨

" મુજ ફોઇની પાડોશમાં જે વૈદ્ય લજ્જારામ છે,
" વય અષ્ટનો છે પુત્ર તેને મકુન જેનું નામ છે;
" છે વૈદ્ય જાતે વૃદ્ધ તેથી એમ મનમાં ધારતા,
" પોતા છતાં નિજ પુત્રને પરણાવવા વિચારતા. ૧૦૩

" તે આપવા બંધાય છે પહેલા રૂપૈયા બારસો,
" ને સોંપવા તૈયાર છે કમળા તણો સૌ વારસો;

એવું કહીને કાનમાં કૈં વાત ધીમેથી કરી,
યુક્તિ પ્રયુક્તિથી હૃદય મામા તણું લીધું હરી. ૧૦૪

" બે ચાર દહાડા લોક સૌ વાતો કરીને થાકશે,
" પણ આપણું દારિદ્ર આખા જન્મનું ભાગી જશે;
" છો ભાઇ ભાભારામના માટે કહું અત્યારથી,
" આ વાત જાશે બ્હાર તો મ્હારા સમી એકે નથી. ૧૦૫

પળવારમાં તે વાતનો સૌ મર્મ હું સમજી ગઇ,
થાશે હરાજી માહ્યરી મનથી વિચાર્યું મ્હેં તહીં;
આ દુષ્ટ રાક્ષસણી મ્હને ઉંડે કુવે ઉતારશે,
મુજ તાત કેરા કુળને કાળું કલંક લગાડશે. ૧૦૬

ગુણવંત ઉપર કોપનું કારણ હવે મ્હેં જાણિયું,
વિજળી તણા ચમકાર પેઠે હૃદય મ્હારૂં ચોંકિયું;
રે ! રે ! પિતામાતા જતાં મ્હારૂં જગતમાં કો નહી,
આ દુષ્ટના કરથી બચાવા, હાય! મ્હારૂં કો નહી. ૧૦૭

આ વાત કે'વા કોઇને, હિમ્મત મ્હને આવી નહી,
મ્હારા નસિબમાં દુઃખ તેથી શરમ છોડાઈ નહી;
ગુણવંતને પણ વાત આ કે'વા વખત નવ આવિયો,
ઘરથી નિકળવા બ્હાર પૂરો જાપતો મુજ પર થયો. ૧૦૮

જેવી ફસાયે ગાય દુષ્ટ કસાઇ કેરા હાથમાં,
તેવી દશા મ્હારી થઇ મામા તણા આવાસમાં;
હું રોઇને મ્હા દુઃખમાં રજની દિવસ વિતાવતી,
રે હાય ! મ્હારૂં શું થશે ? એ રીતની ચિન્તા થતી. ૧૦૯

ક્યાંથી દયા જન દુષ્ટને નિજ સ્વાર્થના આવેશમાં,
શાનો ડરે તે પાપ કરતાં દ્રવ્ય કેરા લોભમાં;
સ્વાર્થી જગતમાં આંધળો તે અન્ય કૈં દેખે નહી,
પડદો છવાતાં સ્વાર્થનો પરદુઃખને પેખે નહી. ૧૧૦

મામા દબાયા પાપિણી મામી તણી બહુ ધાકથી,
ને સ્વાર્થના આવેશમાં સૌજન્યને દીધું ત્યજી,
મ્હારા નસિબના યોગથી મામી તણું ધાર્યું થયું,
મુજ લગ્ન લજ્જારામકેરા પુત્રની સાથે થયું. ૧૧૧

કીધી હરાજી માહ્યરી નાણું નગદ ઉપજાવિયું,
મ્હારા પિતાના કુળને કાળું કલંક લગાડિયું,
મિલકત બધી મુજ તાતની એ દુષ્ટ દૈત્ય ગળી ગયો,
વય અષ્ટનો વરરાય મુજને વારસામાં સોંપિયો. ૧૧૨

આણી ભરૂંસો ભાઇનો સોંપી ગઇ મુજ માવડી,
ત્હેણે દગો દઇ બ્હેનના વિશ્વાસ પર મુકી છરી;
જોડી અઘટતી જોડતાં મામે વિચાર નહી કર્યો,
નિજ સ્વાર્થની ખાતર અફળ અવતાર કીધો માહ્યરો. ૧૧૩

છે ગાય ને કન્યા અરિગડાં જ્યાં દોએ ત્યાં જાય છે,
પરવશ પડેલાં પ્રાણિયોનાં જીવન ઝોલાં ખાય છે;
જે તાત કન્યાના ભવિષ્યના સુખને ના ઇચ્છતો,
તે દુષ્ટ કોટી કલ્પ રૈરવ નર્કનો ભોકતા થતો. ૧૧૪

   

મ્હારી અકારી જીંદગીનો અંક બદલાયો વળી,
મામા તણા ઘરથી ઉપાડી સાસરા માંહી ધરી;
મુજ કંથ અષ્ટ વરષ તણો હું વર્ષ પૂરા બારની,
ભુંડા કરમના યોગથી અણુજુગતી જોડી બની. ૧૧૫

સાસુ શ્વસુર આનંદ પામ્યાં નયનથી ન્યાળી મ્હને,
સૌ જીંદગીકેરી કમાણીનું સ્વરૂપ ધારી મ્હને;
મુજ જેવડી નણદી સખીસમ સ્નેહ દર્શાવી રહી,
સ્વામીતણી વસમી દશા મુજને નિહાળીને થઈ. ૧૧૬

સંતાય મુજને દેખતાં વિકાળ વાઘણ શી ગણી,
હું જાઉં ઘરમાં કે તુરત તે બ્હાર જાયે નીકળી;
નીચું નિહાળી જાય નાસી, દૂરથી દેખી મ્હને,
ચમકેલ અશ્વ સમાન, મુજને દેખતાં વ્યાકુળ બને. ૧૧૭

સહુ અંગ ઉઘાડુ દિસે પ્હેરે જરા શી પોતડી,
મુખથી વછૂટે લાળ, ભાષા સ્હેજ બોલે તોતડી;
પગમાં રૂપાનાં સાંકળાં, ને ચૂડિયો÷ બે હાથમાં,
દરરોજ શેરીમાં રમે સૌ બાળકોની સાથમાં. ૧૧૮

દઇ દોટ ઘરમાં આવિને મુજ સાસુને વળગી પડે,
"એ મા મ્હને તે બીજવે છે." એમ બોલીને રડે;
એ જોઇને જાઉં બળી, હોળી ઉઠે મુજ અંતરે,
ઓ દુષ્ટ મામા હાય મ્હારો અકૂળ ભવ કીધો અરે. ૧૧૯

÷રૂપાની કલ્લીઓ.

ભાવે નહીં ખાવું પિવું ને ઉંઘ પણ નહીં આવતી,
નિશ્વાસ નાંખી રોજ નયને નીર હું વરસાવતી;
હું જાઉં કૂવે કે તળાવે ત્યાં સખી મુજ જેવડી,
મુજ વરતણી વાતો કરી મુજને ચિડાવે સૌ મળી. ૧૨૦

બોલાય ના મુજથી જરી શરમાઇ મુખ સંતાડતી,
મનમાંહી મામા મામીને હું શ્રાપ ઝાઝા આપતી;
જે રીત આંતરડી બળે મ્હારી સખીના બોલથી,
તે રીત બળજો હૃદય ત્હેનું, આ દશા મ્હારી કરી. ૧૨૧

મ્હારા સમાણી સુંદરી કેલી કરે નિજ કંથથી,
તે જોઇ મ્હારા હૃદયમાં ઉર્મી પ્રકટતી પ્રેમની;
પણ તે વિચારો મનવિષે પળમાંહી વિરામી જતા,
આઘાત થાતો અંતરે અવલોકતાં મ્હારી દશા. ૧૨૨

મુજ નાથ અષ્ટ વરષ તણો દેખું જતાં નિશાળમાં,
નિશ્વાસ નાખું હું ઘણા રમતો નિહાળી બાળમાં;
રે ! રે ! વિધાતા વેરીએ આ શું લખ્યું મુજ ભાગ્યમાં,
શાં પાપ મ્હેં પૂર્વે કર્યા મુજને ઉશેટી આગમાં. ૧૨૩

સાસુ અને નણદી, મ્હને મીઠી નજરથી ન્યાળતાં,
મુજને હસાવા હરઘડી વાતો રસિક ઉચ્ચારતાં;
દિલમાં પ્રકટતી લ્હાયથી હસવું મ્હને આવે નહીં,
ઉદાશ અંતઃકરણમાં વાતો રસિક ભાવે નહીં. ૧૨૪

દશ દિવસ મ્હારા એ રીતે સસરા તણા ઘરમાં ગયા,
ગુણવંતના દર્શન વિના, દશ ભવ સમા મુજને થયા;



મુજ નાથ અષ્ટ વરસ તણો દેખું જતાં નિશાળમાં,
નિશ્વાસ નાખું હું ઘણા રમતો નિહાળી બાળમાં.

L. A. P. W.

ગુણવંત જો મુજને મળે તો કર્મની કશની કહું,
હું એમ ધારી અંતરે ગુણવંતને મળવા ચહું. ૧૨૫

રે ! રે ! દશા આ દેખતાં ગુણવંત પણ દુખિયો થશે,
અવતાર મ્હારો અફળ જાણી નીર નયને આણશે;
પળમાં થતો વિચાર, કે છે શું હવે ગુણવંતથી,
કરવો ઘટે છે દૂર ત્હેનો ખ્યાલ મ્હારા ચિત્તથી. ૧૨૬

ગત જન્મના સરખો હવે સંબંધ ત્હેનો માનવો,
તે સ્પપ્ન સરખો ખ્યાલ મ્હારા મનથકી વિસારવો;
ગુણવંતને ભૂલી જવા દૃઢ યત્ન હું કરતી હતી,
ને હૃદયમાં મુજ કંથને હું સ્થાપવા મથતી હતી. ૧૨૭

પણ ના ભુલાયો અંતરેથી પ્રેમ એ ગુણવંતનો,
જળના તરંગો પેઠ રહી રહીને હૃદયમાં આવતો;
હર વખત ત્હેની આકૃતિ મુજ નજર આગળ આવતી,
ઘર કામમાં પણ ચુક, ઝાઝી વાર મ્હારાથી થતી. ૧૨૮

બહુ વાર ચોખા દાળ ભેગાં થઇ જતાં મુજ હાથથી,
બહુ વાર પુંજો ઘર તણો હું લઈ રસોડે નાંખતી;
બહુ વાર એઠું ઠાલવું જળથી ભરેલા પાત્રમાં.
બહુ વાર વાગે ઠેસ ઘરમાં ચાલતાં મુજ પાયમાં. ૧૨૯

બહુ વાર ભાન ભુલી જઈ હું શુન્ય થઇ ઉભી રહું,
હું ક્યાં ફરૂં છું શું કરૂં છું તે દશા વિસરી જઉં;
મનમાં સમજતી હું હતી, કે આ મ્હને ઘટતું નથી,
મનથી પરાયા પુરૂષનું કરવું સ્મરણ ઘટતું નથી. ૧૩૦

